अधि + इ 'અભ્યાસ કરવો', આત્મનેપદ.

વર્તમાનકાળ

| | એ. વ. | દ્વિ વ | બ વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अधीये | अधीवहे | अधीमहे |
| ૨ જો પુ. | अधीषे | अधीयाथे | अधीध्वे |
| ૩ જો પુ | अधीते | अधीयाते | अधीयते |

अधि પૂર્વે ન મૂકે તો છેલ્લા ત્રણ રૂપો इते, इयाते, इयते થાય છે. તેમા इ નો आते અને अते પૂર્વે इय् થાય છે, તેજ પ્રમાણે બીજામા

આજ્ઞાર્થ ૧. પુ. अध्यै–अध्ययावहै–अध्ययामहै.

इ નો ગુણ થઈ ए થાય છે અને ए નો अय् થઈ પ્રત્યયો સાથે મળી अयै વગેરે રૂપો થાય છે.

आस् આત્મનેપદ

આજ્ઞાર્થ

| | એ વ | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ | आसै | आसावहै | आसामहै |
| ૨ જો „ | आस्स्व | आसाथाम् | आध्वम् |
| ૩ જો „ | आस्ताम् | आसाताम् | आसताम् |

પા ૪૭, ૧ પ્રમાણે ध्वम् ની પૂર્વે स् લોપાય છે

---

अस्मिञ्जगति ये सन्ति कवयस्तान्नमस्कृत्यैतं ग्रन्थमारभे ।

पृच्छ बालकः किं रोदिति ।

कृपानिधे जगदात्मंस्त्वां ब्रह्मादयः सर्वे देवाः स्तुवन्त्यृषयश्च सर्वे ।

ईदृशं त्वां शरणमुपैमि । प्रसीद । पाहि मां नरकाद्घोरात् ।

अस्यां पाठशालायां बालकाः काव्यमधीयते ।

समाश्वसिमि केनाहं कथं प्राणिमि दुर्गतः ।
लोकत्रयपतिर्भ्राता यस्य मे स्वपिति क्षितौ ॥
रोदिम्यनाथमात्मानं बन्धुना रहितस्त्वया ।
प्रमाणं नोपकाराणामवगच्छामि यस्य ते ॥
आस्ते भग आसीनस्योर्ध्वस्तिष्ठति तिष्ठतः ।
शेते निपद्यमानस्य चराति* चरतो भगः ॥
गाधोदके मत्स्य इव सुखं विन्देत कस्तदा ।
अनवाप्तेषु कामेषु मृत्युरभ्येति मानवम् ॥
जातमेवान्तकोऽन्ताय जरा चान्वेति देहिनम् ।
अनुषक्ता द्वयेनैते भावाः स्थावरजङ्गमाः ॥
निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥

---

## ગુજરાતી વાક્યો

૧. અમે ગોવિંદના વચન ઉપર વિશ્વાસ રાખતા નથી (वि + श्वस्)

૨. જે નિંદાને પાત્ર છે તેમને તમે વખાણો છો (स्तु)

૩ પક્ષીઓ ગોમતીના કિનારાઓ ઉપર સૂઈ રહે છે (शी)

૪. હે બાળક, તું રડીશ નહિ (रुद्), આ તારી મા હાથમા ખાવાનું લઈ અહીં આવે છે (अभि + आ + इ)

૫ આ બે ગાયો દર વર્ષે વાછરડાઓને જન્મ આપે છે (सू)

૬. જનક રામનો સસરો હતો એ તું જાણતો નથી ? (अव + इ)

---

* 'चरति' ને બદલે નિયમ વિરુદ્ધ રૂપ, અથવા છંદરચના માટે ર્‌માના અ નુ દીર્ઘ રૂપ થયું છે.

रुद् પરસ્મૈ૦ રડવુ, શોક કરવો
ला પરસ્મૈ૦ આપવુ, લેવુ
वस् આત્મને૦ પહેરવુ
वा પરસ્મૈ૦ વાવુ
शी આત્મને૦ સૂઈ રહેવુ, ઊંઘવુ,
 अति + शी ચઢિયાતા થવુ
श्रा પરસ્મૈ૦ રાધવુ
श्वस् પરસ્મૈ૦ શ્વાસ લેવો, नि + श्वस्
 દમ લેવો, શ્વાસ લેવો ને કાઢવો,
 वि + श्वस् માનવુ, વિશ્વાસ રાખવો,
 सम् + आ + श्वस् મન શાત કરવુ.
सू આત્મને૦ જન્મ આપવો
स्तु પરસ્મૈ૦, આત્મને૦ વખાણવુ
स्ना પરસ્મૈ૦ નાહવુ
स्नु પરસ્મૈ૦ ઝરવુ, ટપકવુ
स्वप् પરસ્મૈ૦ ઊંઘવુ
ह्नु આત્મને૦ સતાડવુ, अप + ह्नु
 અથવા नि + ह्नु છુપાવવુ

---

अकिंचन પુ. સ્ત્રી. ન. (अ નહી, किंचन ન કઇક) જેની પાસે કાંઈ પણ ન હોય તે, ગરીબ
अण् ૪થો ગણ આત્મને૦ प्र જોડે, શ્વાસ લેવો, જીવવુ
अनाथ પુ. સ્ત્રી ન લાચાર, નિરાધાર
अनुषक्त (अनु અને सक्त, सञ्ज् નુ કર્મણિ ભૂ. કૃ ) સાથે રહેલુ, યુક્ત
अन्त પુ. છેડો, નાશ
अन्तक પુ. યમરાજા
अय् ૧ ગણ આત્મને૦ उद् જોડે, ઉદય થવો
अविलम्बितम् ક્રિ વિ. વિલબ વગર
अश्विन् પુ. (દ્વિ. વ મા વપરાય છે) અશ્વિનીકુમાર, દેવોના બે વૈદ્યો
असशयम् ક્રિ. વિ. શક વિના
आदिहेतु પુ મૂળ કારણ
आसीन् પુ. સ્ત્રી ન બેઠેલુ (आस् નુ વ. કૃ.)
आहव પુ. લડાઇ
इ ૧ ગણ પરસ્મૈ૦ उद् જોડે, ઉદય થવો
ई ૪થો ગણ આત્મને૦ उद् જોડે, ઊગવુ
उग्रम् ક્રિ. વિ. જોરથી, સખત
उपकार પુ. પરગજુ કામ, ઉપકાર
ऊर्ध्व પુ સ્ત્રી. ન ઊભુ, ઊંચુ, ઉપલુ
कार्यकर પુ સ્ત્રી ન (બીજાને માટે) જે કાંઈ કામ કરે તે
काव्य ન કવિતા
क्र ૮ મો ગણ नमस् જોડે, પગે લાગવુ, નમસ્કાર કરવા
कृ निस् + आ જોડે, છોડી દેવ નિરાકરણ કરવુ
कृपानिधि પુ. (कृपा સ્ત્રી. निधि પુ ભડાર)

भिन्न પુ સ્ત્રી ન. જુદું
मधुरम् ક્રિ. વિ. મીઠી રીતે, મધુરતાથી
महाराज પુ મોટો રાજા, ધણી
महार्हशयनोचित પુ સ્ત્રી ન (महार्ह પુ સ્ત્રી ન ધણી કિંમતવાળુ, शयन ન. પથારી, उचित પુ સ્ત્રી ન. ટેવાયેલુ ) કીમતી પથારીમા સૂવાને ટેવાયેલુ
मानव પુ. માણસ
मैथिली સ્ત્રી મિથિલા દેશની રાજપુત્રી, સીતા
यथेष्टम् ક્રિ વિ મરજી મુજબ, મનમાન્યુ, ઇચ્છા પ્રમાણે
युगान्तर ન (युग ન. કાળ, જુગ, अन्तर બીજુ ) બીજો જુગ અથવા કાળ
रम्य પુ. સ્ત્રી. ન. મનોહર
रहित પુ સ્ત્રી ન વિનાનુ
राघव પુ રઘુનો વશજ
लघुत्व ન હલકી સ્થિતિ, અપમાન
लोकत्रयपति પુ (त्रय ન ત્રણનો સમહ, पति પુ સ્વામી ) સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણ દુનિયાનો સ્વામી
वत्सा સ્ત્રી વહાલી, છોકરી
वितृष्ण પુ સ્ત્રી ન. (वि વિનાનું, तृष्णा સ્ત્રી ઇચ્છા ) જેને કંઈ પણ ઇચ્છા નથી તે
विश् सम् + आ જોડે, પ્રવેશ કરવો, અંદર આવવુ
विश्वनाथ પુ જગતનો સ્વામી, ઈશ્વર
विह्वल પુ. સ્ત્રી ન આકુળવ્યાકુળ, બેબાકળુ
वृक्षमूल ન (वृक्ष પુ ઝાડ, मूल ન મૂળ ) ઝાડનુ મૂળ
वृत्त ન બની ચૂકેલી વાત, બનાવ
शीतल પુ સ્ત્રી ન ઠંડુ
श्रोत्रद्वय ન બે કાન
सद् (सीद्) ૧ ગણ પરસ્મૈ० બેસવુ, प्र જોડે, પ્રસન્ન થવુ
सायम् ક્રિ વિ સાંજે
स्थावरजङ्गम પુ સ્ત્રી ન (स्थावर પુ સ્ત્રી ન એક જગાએથી બીજી જગાએ ન લઈ જવાય એવુ, जङ्गम પુ સ્ત્રી ન એક જગાએથી બીજે લઈ જવાય એવુ ) ચળ–અચળ
स्मित ન હાસ્ય
हर પુ શિવ, મહાદેવ

---

આળસુ अलस પુ સ્ત્રી ન तन्द्रिल પુ સ્ત્રી ન
આશ્રય વગરનુ अनाथ પુ સ્ત્રી. ન
ઊંચુ उच्च પુ સ્ત્રી ન
કઈ જાતનુ कीदृश પુ સ્ત્રી ન.
આ જગાનુ अत्रत्य પુ સ્ત્રી.

પીડા કરવી कृ ८ ગ. अप અથવા नि જોડે, पीड् १० ગણ
આસક્ત विषय પુ
મુશ્કેલી असौकर्य ન कष्ट ન
લઈને गृहीत्वा, ग्रह् નું અવ્યયરૂપ કૃદન્ત

વાછરડો वत्स પુ
વેણ वचस् ન वचन ન
સસરો श्वशुर પુ
સાચો ઈશ્વર, સાચો सत्यस्वरूप પુ.
શ્રી ન પરમેશ્વર परमात्मन् પુ

---

## પાઠ ૮ મો

## બીજો ગણ (ચાલુ)

### હ્યસ્તન ભૂતકાળ અને વિધ્યર્થ

૧ આકારાન્ત ધાતુઓ પછી હ્યસ્તન ભૂતકાળના ત્રીજા પુરુષના બહુવચનનો પ્રત્યય વિકલ્પે उस् થાય છે, અને તેની પહેલાં અન્ત્ય સ્વરનો (आनो) લોપ થાય છે

#### હ્યસ્તન ભૂતકાળ

| | એ વ | દ્વિ વ | બ વ. |
|---|---|---|---|
| ૧ લો પુ | अयाम् | अयाव | अयाम |
| ૨ જો ,, | अयाः | अयातम् | अयात |
| ૩ જો ,, | अयात् | अयाताम् | अयान्-अयुः |

અહીં या ના आ નો લોપ થયો અને अ એની પૂર્વે મુકાયાથી अय् થયો અને તેમાં उस् પ્રત્યય મળીને अयु રૂપ થયું

#### વિધ્યર્થ

| | એ વ | દ્વિ વ | બ વ |
|---|---|---|---|
| ૧ લો પુ | यायाम् | यायाव | यायाम |
| ૨ જો ,, | यायाः | यायातम् | यायात |
| ૩ જો ,, | यायात् | यायाताम् | यायुः |

૨. अस् 'હોવું' એ ધાતુ પછી હ્યસ્તનભૂતકાળના स् અને त् પહેલા ई (દીર્ઘ) લાગે છે.

| | એ. વ | દ્વિ વ. | બ વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | आसम् | आस्व | आस्म |
| ૨ જો ,, | आसीः | आस्तम् | आस्त |
| ૩ જો ,, | आसीत् | आस्ताम् | आसन् |
| વિધ્યર્થ ૩ જો પુ. | स्यात् | स्याताम् | स्युः વગેરે. |

૩ रुद्, स्वप्, श्वस्, अन् અને जक्ष् ધાતુઓ પછી હ્યસ્તન ભૂતકાળના स् અને त् એ બે પ્રત્યયો પૂર્વે ई અથવા अ મૂકવામાં આવે છે.

| | એ. વ. | દ્વિ વ | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अरोदम् | अरुदिव | अरुदिम |
| ૨ જો ,, | अरोदीः-अरोदः | अरुदितम् | अरुदित |
| ૩ જો ,, | अरोदीत्-अरोदत् | अरुदिताम् | अरुदन् |

अरुदिताम् વગેરે રૂપોમા પ્રત્યયો પૂર્વે इ લાગ્યો છે. (પા. ૫૦, ૯ જુઓ) जक्ष् ધાતુના હ્યસ્તન ભૂતકાળના ત્રીજા પુરુષના બહુવચનનો પ્રત્યય આગળ કહેવાશે તેમ उस् છે

| | | એ. વ. | દ્વિ. વ. | બ. વ |
|---|---|---|---|---|
| | વિધ્યર્થ ૩ જો પુ | रुद्यात् | रुद्याताम् | रुद्युः વગેરે |
| शी | હ્યસ્તન ભૂ. કા ૩ જો પુ. | अशेत | अशयाताम् | अशेरत |
| | વિધ્યર્થ ૩ જો પુ | शयीत | शयीयाताम् | शयीरन् |

એ રૂપો માટે જુઓ ૩, પાનું ૪૭ અને પ્રત્યયો માટે જુઓ ૧, પાનું ૨૩, અને ૪, પાનું ૨૯.

| | | એ. વ | દ્વિ. વ. | બ. વ | |
|---|---|---|---|---|---|
| स्तु | હ્યસ્તન ભૂ. કા. ૩ જો પુ | अस्तौत् / अस्तवीत् | अस्तुताम् / अस्तुवीताम् | अस्तुवन् | પરસ્મૈ૰ |
| | | अस्तुत / अस्तुवीत | अस्तुवाताम् | अस्तुवत | આત્મને૰ |
| | વિધ્યર્થ ત્રીજો પુ | स्तुयात् / स्तुवीयात् | स्तुयाताम् / स्तुवीयाताम् | स्तुयुः / स्तुवीयुः | પરસ્મૈ૰ |
| | | स्तुवीत | स्तुवीयाताम् | स्तुवीरन् | આત્મને૰ |

આ રૂપોમાં [illegible] ... પાનું ૪૮, અને ઈ
[illegible] ... પાનું ૪૮

ब्रू { ह्यस्तन भू. का. ३जो पु. अब्रवीत् अब्रूताम् अब्रुवन् परस्मै०
" " " अब्रूत अब्रुवाताम् अब्रुवत आत्मने०
विध्यर्थ " ब्रूयात् ब्रूयाताम् ब्रूयुः परस्मै०
" " " ब्रुवीत ब्रुवीयाताम् ब्रुवीरन् आत्मने०

જુઓ ૬, પાનું ૪૯

इ હ્યસ્તન ભૂ. ૩જો પુ. ऐत् ऐताम्, आयन्

અહીં ધાતુની પૂર્વે आ આગમ લાગે છે અને એકવચનમાં ए અને બીજે इની સાથે ए અથવા इની વૃદ્ધિ ऐ થાય છે (જુઓ માર્ગો૦ પા. ૬૨) ૩જા પુરુષ બહુવચનમાં इ+अन्=यन् થાય છે ૧૦, પા. ૫૦ અને आ પહેલા મૂકવાથી आयन्, अधि+इ આત્મને૦ હ્યસ્તન ભૂ. કા. ૩જો પુ. अध्यैत-अध्यैयाताम्-अध्यैयत आताम् પૂર્વે इनो इय् થાય છે (જુઓ ૭, પા. ૪૮), અને आताम् મળી इयाताम् થાય છે, તેની પૂર્વે आ આગમ મૂકવાથી ऐयाताम्, તેની પહેલાં अधि મૂકવાથી अध्यैयाताम् થાય છે બીજા સ્વર વ્યંજનથી શરૂ થતા પ્રત્યયો પૂર્વે આવા જ ફેરફાર થાય છે વિધ્યર્થ ૩જો પુ. એ. વ. अधीयीत એ જ પ્રમાણે બીજાં રૂપો કરવાં आस् હ્યસ્તન ભૂ. કા. ૨જો પુ. आस्था-आसाथाम्-आध्वम्

---

अहरहः स्नात्वा संध्यामुपासीत ।

दशरथस्य भार्या कौसल्या चैत्रे नवम्यां तिथौ मध्याह्ने पुत्रं रामं प्रासूत ।

पारिक्षितस्य जनमेजयस्य सत्रं सारमेयोऽभ्यैत् ।

तत्र च जनमेजयस्यर्त्विजस्तमताडयन् ।

सोऽरोदीद्रुदंश्च मातरमयात् ।

मातापृच्छद्वत्स किं रोदिषि ।

सोऽब्रवीज्जनमेजयस्य सत्रमायं तत्र केऽपि मा प्राहरन् ।

माताचदत्किं त्वमकरोः किं तानस्पृशः ।

सोऽभाषत नाहं मर्यादामत्यायम् ।

सरमा सत्रभूमिं गत्वोच्चैर्वाचाब्रूत ।

अय मे पुत्रको× न युष्मानस्पृशत्तत्किमेनमनपराधिनमताडयत ।

तां न कोऽपि प्रत्यभाषत । तेन क्रुद्धा सा देवशुनी सरमा जनमेजयं शप्त्वा गृहमयात् ।

द्रोणाच्छस्त्रविद्यामध्यैयत पाण्डवाः कुशलवौ वाल्मीकेरध्यैयातां कर्णश्च परशुरामादध्यैत ।

अभिवाद्य गुरुं ब्रूयादधीष्व* भगवन्निति ।

अनिषण्णे गुरौ नासीत ।

विदेहानुपयन्तो वयमेकरात्रं गङ्गायास्तीरेऽवसाम तत्र च पूर्वरात्रे नाना रम्याः कथाः कृत्वानन्तरमस्वपिम ।

ब्रूयात्क्षमी गभीरोऽसीति वत युधिष्ठिरं प्रभुं को न ।

कथमहं वली स्यां कथं मयि प्रजा विश्वस्युः कथं च प्रकृतयो मामुपासीरन्नित्येवं चिन्तयतस्तस्य रात्रिरयात् ।

ततः प्रामुह्यतां वीरौ राघवावरुतां तथा ।
उष्णं च प्राणितां दीर्घमुच्चैर्व्याक्रोशतां तथा ॥
यथा काष्ठं च काष्ठं च समेयातां महोदधौ ।
समेत्य च व्यपेयातां तद्वद्भूतसमागमः ॥

---

## ગુજરાતી વાક્યો

૧ ધૃતરાષ્ટ્રના છોકરા પાડુના છોકરા સાથે જુગાર રમ્યા અને તેમની પાસેથી તેમની બધી પૂજી લઈ લીધી પછી પાડવો વનમા ગયા (इ)

૨ સાં ઘણા બ્રાહ્મણો તેમની પાછળ ગયા (अनु + इ)

---

× क એ લઘુતાદર્શક પ્રત્યય છે

* अभि + इ 'શીખવુ' એ અર્થમા વપરાયો છે

૩ ત્યારે યુધિષ્ઠિરે તેમને કહ્યું (ब्रू) કે તમારે અમારી પાછળ આવવું જોઈએ નહીં (अनु + इ) કેમકે અમે ન[illegible] છીએ (अस्) અને તમને અન્ન આપી શકતા નથી

૪ ત્યારે બ્રાહ્મણો બોલ્યા (ब्रू) કે અમે અમારું [illegible] કમાવાને શક્તિમાન છીએ (अस्)

૫ ત્યારે યુધિષ્ઠિરે તેમને ના પાડી નહીં (प्रति + आ + ख्या)

૬ પણ બ્રાહ્મણો પોતાના અન્નને માટે મહેનત કરે એ તેને ગમ્યુ નહીં.

૭ ત્યારે તેણે પોતાના ગોરને પૂછ્યું કે માટે શું કરવું?

૮ તેણે તેને કહ્યું કે સૂર્યની સ્તુતિ કર (स्तु)

૯ ત્યારે યુધિષ્ઠિરે સૂર્યની સ્તુતિ કરી (स्तु), અને જ્યારે સૂર્ય પ્રસન્ન થયા ત્યારે તેની પાસેથી એક થાળી મળી અને તેમાથી તેમને જોઈએ તેટલું અન્ન હમેશ મળતુ

૧૦ સગરની સ્ત્રીઓએ ઘણા છોકરાઓને જન્મ આપ્યો (सू)

૧૧ ગઈ રાત્રે હુ ઊંઘ્યો નથી (स्वप्)

૧૨ તમે ગગાના પાણીમા ક્યારે નાહ્યા? (स्ना)

૧૩ કૃષ્ણ મથુરા ગયા ત્યારે વ્રજની સ્ત્રીઓ મોટેથી રડી (रुद्)

૧૪ હુ કાશીમા ન્યાય ભણ્યો (अधि + इ)

૧૫ જો હુ હસ્તિનાપુરમા હોઉં (अस्) તો ધૃતરાષ્ટ્રને કહુ (ब्रू) કે પાડવો પાસેથી કપટવાળા જુગારથી તમે તેમની પૂજી લઈ લીધી, એ કઈ યોગ્ય કર્યું ન હતુ

૧૬ કોઈએ પણ દુષ્ટ માણસોના વચનો ઉપર વિશ્વાસ રાખવો ન જોઈએ (वि + श्वस्)

---

* 'ઇચ્છવુ' એ અર્થનો ધાતુ ન સાથે વાપરવો

## શબ્દકોશ ૮

अनपराधिन् પુ સ્ત્રી. ન અપરાધ રહિત, નિર્દોષ
अनिषण्ण પુ સ્ત્રી. ન. ન બેઠેલુ
अहरहः અ દરરોજ
आप् ૫ ગણ अव જોડે, મેળવવુ, પામવુ
इ वि+अप જોડે, જુદુ પડવુ, सम्+आ જોડે, એકઠુ થવુ, સાથે આવવુ
उच्चै क्रि वि. અ. મોટેથી
उष्णम् क्रि. वि (ગરમીથી) ઊનુ ઊનુ
एकरात्र ન એક રાત
कर्ण પુ. વિશેષ નામ છે
क्षमिन् પુ. સ્ત્રી ન. ધીરજવાન
कुश પુ लव પુ. રામના પુત્રો
क्रुश ૧ ગણ પરસ્મૈ० वि+आ જોડે, ઊંચે સ્વરે રોવુ, શોક કરવો
गभीर પુ. સ્ત્રી. ન. ગભીર, ઊંડુ
चैत्र પુ. શાલિવાહન હિંદુ વર્ષનો પહેલો મહિનો, ચૈત્ર
जनमेजय પુ પરિક્ષિતનો પુત્ર અને અર્જુનનો પૌત્ર
तद्वत् क्रि. वि તેની પેઠે, તેજ રીતે
तिथी પુ સ્ત્રી મહિનાનો દિવસ
दीर्घम् क्रि वि લાબો વખત, ચિરકાળ, ઊંડુ
देवशुनी સ્ત્રી. દેવોની કૂતરી
द्रोण પુ. વિશેષ નામ છે
नवमी સ્ત્રી પખવાડિયાનો નવમો દિવસ
नाना અ જુદા, ઘણા
पारिक्षित પુ પરિક્ષિતનો પુત્ર
पूर्वरात्र પુ. (पूर्व આગળનુ, रात्रि સ્ત્રી. રાત) રાતનો પહેલો ભાગ
प्रकृति સ્ત્રી. રૈયત લોકો, પ્રધાનમંડળ
बत અ આશ્ચર્ય ખેદ વગેરે દર્શાવનાર અવ્યય
भाष् ૧ ગણ આત્મને० प्रति જોડે, જવાબ આપવો
भूतसमागम પુ. પ્રાણીઓનુ એકઠુ થવુ તે અથવા એકત્ર મળવું તે
मध्याह्न પુ (मध्य ન વચલુ, अहन् ન દિવસ) મધ્યાહ્ન
मर्यादा સ્ત્રી હદ, સીમા
महोदधि પુ મોટો સમુદ્ર
प्र + मुह् મોહ પામવો, મૂર્છાગત થવુ
वाल्मीकि પુ ઋષિનુ નામ છે
विदेह પુ. દેશનુ નામ છે (બહુવચન)
शप् ૧ ગણ પરસ્મૈ०, આત્મને० શાપ દેવો, शप्त्वा અવ્યયકૃદન્ત
शस्त्रविद्या સ્ત્રી (शस्त्र અને विद्या) યુદ્ધકળા, યુદ્ધજ્ઞાન

**૨. પ્રત્યયમાંના પ્રથમ અક્ષર त् અને थ् કોઈપણ વર્ગના ચોથા અક્ષર પછી આવે તો त् અથવા थ् નો ध् થાય છે.**

लेढ् + ति. ढ् ચોથો અક્ષર છે માટે तिનો धि થાય છે लेढ्+धि. જ્યારે દન્ત્ય અને મૂર્ધન્ય વ્યજનોનો યોગ થાય ત્યારે દન્ત્ય વ્યજનને સ્થાને અનુક્રમે મળતો મૂર્ધન્ય થાય છે. જુઓ માર્ગો૦ પા ૨૧ * लेढ्+ढि થયુ. હવે,

**૩. ढ् ની પછી ढ् આવે તો પહેલા ढ् નો લોપ થાય અને તેની પહેલાંનો સ્વર જો હ્રસ્વ હોય તો દીર્ઘ થાય.**

એટલે लेढि થયુ જ્યારે ૩ જા પુ દ્વિ વ નો પ્રત્યય तस् લગાડાય છે, ત્યારે પા. ૬૪, ૧ પ્રમાણે लिढ्+तस्, ૨ પ્રમાણે लिढ्+धस्, પછી लिढ्+ढस् અને પછી ૩ પ્રમાણે પૂર્વ ढ् લોપાઈ હ્રસ્વ इ દીર્ઘ થઈ लीढ થાય છે. આ રૂપમા ગુણ થતો નથી, કેમકે तस् અવિકારક છે (પા. ૧૬, ૪ પ્રમાણે) ૩જા પુ. બ. વ નુ રૂપ लिहन्ति થાય છે अन्ति સ્વરથી શરૂ થાય છે તેથી કંઈ ફેરફાર થતો નથી. ૨ જા પુ એ વ મા सि વિકારક છે, તેથી लेह्+सि થઈ પા ૬૪, ૧ પ્રમાણે लेढ्+सि હવે सि નો માર્ગો૦ પા ૨૧ ~ નોધ પ્રમાણે षि થાય, તે પહેલા નીચેનો નિયમ લાગુ પડે છે

**૪. ढ् અથવા ष् પછી स् આવે તો ढ् અથવા ष्નો क् થાય છે.**

એટલે लेक्+सि થયુ सि નો માર્ગો૦ પા. ૯૨ ~ નોધ પ્રમાણે षि થાય છે, એટલે लेक्+षि મળી लेक्षि રૂપ થાય છે

પરસ્મૈ૦ વર્તમાનકાળ

| | એ. વ. | દ્વિ વ. | બ. વ |
|---|---|---|---|
| ૧લો પુ | लेह्मि | लिह्वः | लिह्मः |
| ૨જો ,, | लेक्षि | लीढः | लीढ |
| ૩જો ,, | लेढि | लीढः | लिहन्ति |

लीढ ૨ જો પુ દ્વિ. વ અને लीढ ૨ જો પુ બ. વ, આ ૩ જો પુ દ્વિ વ જેવા કરવા लि, ष અને म ·
૫

૬. શબ્દ અથવા પદની અસિદ્ધ અવસ્થામાં વર્ગના ત્રીજા કે ચોથા અક્ષર (ग् ज् ड् द् ब् – घ् झ् ढ् ध् भ्) પૂર્વે અનુનાસિક સિવાયના પૂર્વ વ્યંજનને બદલે પોતાના વર્ગનો ત્રીજો અક્ષર (ग् ज् ड् द् ब्) થાય છે. એ પ્રસંગે ष्ने ઠેકાણે ड् થાય છે.

એ પ્રમાણે दोघ् + धिનુ दोग् + धि = दोग्धि થયુ દ્વિ. વ.નુ રૂપ दुग्ध. એજ પ્રમાણે કરવુ. બ. વ નુ રૂપ दुहन्ति એમા કંઈ ફેરફાર થતો નથી. ૨ જા પુ એ વ નો પ્રત્યય सि ઉમેરાતા નિ૦ ૫ પ્રમાણે दोघ् + सि થાય. એ સ્થિતિમાં માર્ગો૦ પાનુ ૫ નોધ § મા આપેલો નિયમ લાગતા પહેલાં નીચલો નિયમ લાગુ પડે છે.

૭. કોઈ પણ ધાતુ ब्, ग् કે द् થી શરૂ થતો હોય અને તેને છેડે વર્ગનો ચોથો અક્ષર (घ् झ् ढ् ध् भ्) હોય અને તેની પછી स् કે ध्व् આવે અથવા કંઈ નહીં આવે, તો ब् ग् द् ના અનુક્રમે भ् घ् ध् થાય છે.

આ નિયમ પ્રમાણે दोघ् + सि નુ धोघ् + सि થયુ, પછી માર્ગો૦ પાનું ૫ § નોધમા આપેલા નિયમ પ્રમાણે धोक् + सि થયુ, પછી માર્ગો૦ પાનું ૯૨ ૰ પ્રમાણે धोक् + षि થઈ धोक्षि થયુ, એટલે રૂપો નીચે પ્રમાણે થયાં.

પરસ્મૈ૦ વર્તમાનકાળ

| | એ વ. | દ્વિ વ. | બ વ | |
|---|---|---|---|---|
| ૧લો પુ | दोह्मि | दुह्वः | दुह्मः | |
| ૨જો „ | धोक्षि | दुग्धः | दुग्ध | |
| ૩જો „ | दोग्धि | दुग्धः | दुहन्ति | |
| આત્મને૦ વર્તમાન૦ ૩જો પુ | दुग्धे | दुहाते | दुहते | |
| „ „ ૨જો „ | धुक्षे | दुहाथे | धुग्ध्वे | વગેરે |
| પરસ્મૈ૦ આજ્ઞાર્થ૦ ૩જો „ | दोग्धु | दुग्धाम् | दुहन्तु | વગેરે |
| આત્મને૦ „ ૩જો „ | दुग्धाम् | दुहाताम् | दुहताम् | વગેરે |
| „ „ ૨જો „ | धुक्ष्व | दुहाथाम् | धुग्ध्वम् | વગેરે |

આ પ્રમાણે અર્ધસ્વર કે અનુનાસિક સિવાયના વ્યજન પૂર્વે न् નો લોપ થયો છે, અને સ્વર પૂર્વે अ નો લોપ થઈ ह् નો घ् થયો છે.

આજ્ઞાર્થ પરસ્મૈ० ૩ જો પુ. हन्तु – हताम् – घ्नन्तु
" " ૨ જો પુ. એ. વ जहि
" " ૧ લો પુ. हनानि
" આત્મને० ૩ જો પુ हताम् – घ्नाताम् વગેરે

૩ ईश् અને ईड् ધાતુમા स् અને ध्व् થી શરૂ થતા પ્રત્યયો પહેલા इ મુકાય છે, પણ હ્યસ્તન ભૂતકાળના બીજા પુરુષના બહુવચનમાં इ મુકાતી નથી.

૯. व्रश्च्, भ्रस्ज्, सृज्, मृज्, यज्, राज्, भ्राज्, અને શાન્ત અને છાન્ત (એટલે જેને છેડે श् અને छ् હોય એવા ધાતુઓ) ધાતુઓના છેલ્લા અક્ષરનો અર્ધ સ્વર અથવા અનુનાસિક સિવાય કોઈ પણ વ્યંજન પૂર્વે અથવા પદાન્તે ष् થાય છે.

ईश् આત્મને० વર્તમાન०

| | એ વ | દ્વિ વ. | બ વ. |
|---|---|---|---|
| ૧લો પુ | ईशे | ईश्वहे | ईश्महे |
| ૨જો " | ईशिषे | ईशाथे | ईशिध्वे |
| ૩જો " | ईष्टे | ईशाते | ईशते |

ते પહેલા ईश् ના श् નો ૯ પ્રમાણે ष् થયો, त् નો ट् થઈ ते નો टे થયો એટલે ईष्टे થયુ, से અને ध्वे પૂર્વે इ મૂકવાથી ईशिषे અને ईशिध्वे થયા

આજ્ઞાર્થ ૩ જો પુ ईष्टाम् – ईशाताम् – ईशताम् વગેરે.
" ૧ લો પુ એ વ. ईशै વગેરે.

૪. मृज् ધાતુનો ઉપાન્ત્ય ऋ વિકારક પ્રત્યય પૂર્વે વૃદ્ધિ પામે છે, અને સ્વરથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વે વિકલ્પે વૃદ્ધિ પામે છે.

वत्से न युक्तं ते मङ्गलकाले रोदितुं प्रमृङ्ध्यश्रूणि। अथवा
सख्यौ प्रमृष्टाम्।

भाष्यकृत्पतञ्जलिः कात्यायनस्य वचनानि विस्तरतो व्याचष्टे।

शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्।
शास्त्यरीन्धर्ममाशास्ते कीर्तिमाशंसते पराम्।
स शंसति सतां वृत्तं विशसत्युत्पथास्थितान्॥
ईट्टे त्रिविष्टपास्थाने तत्कीर्तिं वासवः स्वयम्।
ईडयन्ति नरेन्द्राश्च भूमावुद्भूतविस्मयाः॥
या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः॥
य एनं* वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम्।
उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते॥
करोति पापं योऽज्ञानान्नात्मनो वेत्ति च क्षयम्।
प्रद्वेष्टि साधुवृत्तांश्च स लोकस्यैति वाच्यताम्॥
प्राप्य चाप्युत्तमं जन्म लब्ध्वा चेन्द्रियसौष्ठवम्।
न वेत्त्यात्महितं यस्तु स भवेदात्मघातकः॥

---

## ગુજરાતી વાક્યો

૧ તુ દિવસમા કેટલી વાર ગાયો દોહે છે? (दुह्)

૨. પુષ્પમાથી મધમાખને ઉડાડ નહીં, તેને મધ ચૂસવા દે. (लिह्)

૩. જેઓ વિચાર વિના પ્રાણીઓને મારે છે (हन्), તેઓ કદી સુખ ભોગવતા નથી

૪. નગરના લોકો જ્યારે જ્યારે પોતાના દેશનેતાઓ નગરીઓમા પ્રવેશ કરે છે, ત્યારે ત્યારે તે નગરીઓને વાળી ઝાડુ કરે છે (सम् + मृज्)

૫. રાત્રિને પાછલે પહોરે ઋષિના શિષ્યો ઊઠે છે ( ) અને વેદ ભણે છે.

---

* આત્માને લાગુ પડે છે.

वत्से न युक्तं ते मङ्गलकाले रोदितुं प्रमृड्ढ्यश्रूणि। अथवा
सख्यौ प्रमृष्टाम्।

भाष्यकृत्पतञ्जलिः कात्यायनस्य वचनानि विस्तरतो व्याचष्टे।

शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्।
शास्त्यरीन्धर्ममाशास्ते कीर्तिमाशंसते पराम्।
स शंसति सतां वृत्तं विशसत्युत्पथास्थितान्॥
ईट्टे त्रिविष्टपास्थाने तत्कीर्ति वासवः स्वयम्।
ईडयन्ति नरेन्द्राश्च भूमावुद्भूतविस्मयाः॥
या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः॥
य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम्।
उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते॥
करोति पापं योऽज्ञानान्नात्मनो वेत्ति च क्षयम्।
प्रद्वेष्टि साधुवृत्तांश्च स लोकस्यैति वाच्यताम्॥
प्राप्य चाप्युत्तमं जन्म लब्ध्वा चेन्द्रियसौष्ठवम्।
न वेत्त्यात्महितं यस्तु स भवेदात्मघातकः॥

---

## ગુજરાતી વાક્યો

૧. તું દિવસમાં કેટલી વાર ગાયો દોહે છે? (दुह्)

૨. પુષ્પમાંથી મધમાખને ઉડાડ નહીં તેને મધ ચૂસવા દે. (लिह्)

૩. જેઓ વિચાર વિના પ્રાણીઓને મારે છે (हन्), તેઓ કદી સુખ ભોગવતા નથી

૪. નગરના લોકો જ્યારે જ્યારે પોતાના દેશનેતાઓ નગરમાં પ્રવેશ કરે છે, ત્યારે ત્યારે તે [illegible] (इष्-नम्)

૫. [illegible] (जाग्) અને [illegible] છે

---

* [illegible]

૬ રાજગૃહ કે પાટલિપુત્ર મગધનુ મુખ્ય શહેર હતુ તે અમને ખબર નથી (विद्)

૭ સજ્જનોને ધિક્કારો નહીં (द्विष्)

૮ આ સૂત્ર આપ સાહેબ સમજાવો (वि - आ + चक्ष्)

---

## શબ્દકોશ ૯

### બીજા ગણના ધાતુઓ

ईड् આત્મને० વખાણવુ

ईश् આત્મને० ધણી થવુ, રાજ કરવુ

चकास् પરસ્મૈ० પ્રકાશવુ

‡ चक्ष् આત્મને० બોલવુ, आ+चक्ष् કહેવુ, वि+आ+चक्ष् સમજાવવુ

जागृ પરસ્મૈ० જાગવુ

दरिद्रा પરસ્મૈ० ગરીબ થવુ

दिह् પરસ્મૈ०, આત્મને० લેપ કરવો

दुह् પરસ્મૈ० આત્મને० દોહવુ

द्विष् પરસ્મૈ०, આત્મને० ધિક્કારવુ

मृज् પરસ્મૈ० માજવુ, સાફ કરવુ, प्र+मृज् સાફ કરી નાખવુ, सम्-मृज् વાળવુ

लिह् પરસ્મૈ०, આત્મને० ચાટવુ

वश् પરસ્મૈ० ઇચ્છવુ, પ્રકાશવુ

† विद् પરસ્મૈ० જાણવુ

शास् પરસ્મૈ० રાજ કરવુ, નિયમમા મૂકવુ, નિયમિત કરવુ

शास् आ જોડે આત્મને० ઇચ્છવુ

हन् પરસ્મૈ० મારવુ

---

अकरुण પુ સ્ત્રી ન (अ નહીં, करुणा સ્ત્રી ) નિર્દય, દયારહિત

आत्मघातक પુ ન (आत्मन् પોતે, घातक નાશ કરનાર) પોતાનો નાશ કરનાર

आत्महित ન (आत्मन् પોતાનુ, हित ભલુ ) પોતાનુ ભલુ

---

‡ ગણકાર્યવિશિષ્ટ કાળોમા અને પરોક્ષ ભૂતકાળમા જ વપરાય છે ગણકાર્યરહિત કાળમા તેને સ્થાને ख्या પરસ્મૈ०, આત્મને० આદેશ થાય છે, અને પરોક્ષ ભૂતકાળમા આદેશ વિકલ્પે થાય છે

† આ ધાતુના વર્તમાનકાળના રૂપો પરોક્ષ ભૂ કા ના પ્રત્યયો લગાડવાથી પણ થાય છે જેમકે, वेद, विदतु વગેરે (જુઓ પાઠ ૧૩)

इन्द्रियसौष्ठव न (इन्द्रिय न. અવયવ અથવા ઇન્દ્રિય, અને सौष्ठव ન. ખૂબસૂરતી) સુંદર બાંધો, નિરોગી શરીર

ईड् ૧૦મો ગણ વખાણવું

उत्पथास्थित પુ સ્ત્રી. ન. (उत्पथ પુ. ખોટો રસ્તો, દોષવાળો માર્ગ, आस्थित, आस्था નુ ભૂ. કૃ પ્રાપ્ત થયેલુ) ખોટે રસ્તે ગયેલુ

उद्भूतविस्मय પુ સ્ત્રી ન. (उद्भूत उद्+भू 'ઉત્પન્ન થવુ'નુ ભૂ કૃ.) જેનામા અચબો ઉત્પન્ન થયો છે તે

उम સર્વનામ બન્ને

कात्यायन પુ. મોટા વૈયાકરણનુ નામ છે.

क्षय પુ નાશ

जगन्नाथ પુ (जगत् ન. દુનિયા, સસાર, नाथ પુ. ધણી) જગતનો ધણી

तन्दीर्ति સ્ત્રી. તેની આબરૂ

त्रिविष्टपास्थान ન (त्रिविष्टप ન. સ્વર્ગ, आस्थान ન. સભા) દિવ્ય સભા, દેવોની સભા

दीनबन्धु પુ (दीन પુ. સ્ત્રી. ન. ગરીબ, बन्धु પુ. સગુ) ગરીબનો બેલી, ખરૂ સગુ

देव પુ સ્ત્રી. ન. પ્રકાશિત

नम्र પુ. સ્ત્રી. ન ગરીબ સ્વભાવનું, વિનયી

नरेन्द्र પુ. રાજા

पठ्यमान (पठ् ૧ ગણ 'વાંચવુ' 'મોટે ભણી જવું'નુ કર્મણિ વ કૃ) વંચાતુ

पतञ्जलि પુ મહાભાષ્ય નામના મોટા વ્યાકરણ ગ્રન્થનો કર્તા

पुरोहित પુ ગોર, કુળગોર

प्रपन्न પુ. સ્ત્રી ન (प्र+पद् નું ભૂ. કૃ) શરણે થયેલું

प्रभव પુ જે થકી ઉત્પન્ન થયું હોય તે, ઉત્પત્તિ

भाष्यकृत् કૃ ભાષ્ય અથવા અર્થ સમજાવનાર વ્યાકરણ ગ્રન્થનો કર્તા, ટીકાકાર

मङ्गलकाल પુ (मङ्गल ન કોઈપણ શુભ વસ્તુ, काल પુ વખત) શુભ અવસર

मन्त्राक्षर ન. પવિત્ર અથવા વૈદિક કવિતાનો બોલ

वस्तुजात ન (वस्तु ન. વસ્તુ, जात ન. સમુદાય, જથો) વસ્તુસમુદાય, વસ્તુનો જથો

वाग्दत्ता સ્ત્રી નિશ્ચે પરણાવવા કહેલી, વેવિશાળ થયેલી, સગપણ

वासव પુ ઇન્દ્રદેવ
विस्तरत ક્રિ વિ વિસ્તારથી
विहाय ( वि+हा 'છોડવું'નું અવ્યયરૂપ ભૂ. કૃ.) છોડી દઈને
शस् ૧ ગ પરસ્મૈ૦ वि જોડે, મારવું નાશ કરવો
संयमिन् પુ. જેણે બધી ઇન્દ્રિયો વશ કરી છે એવો ઋષિ, યોગિ
सर्वभूतानि ન પ્રથમા અને દ્વિ નું બ વ સઘળી હયાત ચીજો
सवितृ પુ સૂર્ય
साधुवृत्त પુ સ્ત્રી ન (साधु પુ. સ્ત્રી ન સારું, वृत्त ન વર્તણુક) સદાચારી
सायम् અ. સાંજે
हन्तृ પુ સ્ત્રી ન મારી નાખનાર

---

અવિચારથી रभसात्, मोहात् ક્રિ વિ.
આપ સાહેબ भगवान् અથવા भवान् પ્રથમા એકવચન
કદી નહી नकदा
કેટલી વાર कतिकृत्व અવ્યય
છેલ્લું चरम પુ. સ્ત્રી ન
જ્યારે જ્યારે यदा यदा-तदा तदा
પહોર ( तुरीयो भाग ) याम પુ
પાટલિપુત્ર ( મગધ દેશમાં એક શહેરનું નામ છે ) पाटलिपुत्र ન
ભણવું पठ् ૧ લો ગણ પરસ્મૈ૦
ભમરો भ्रमर પુ
મુખ્ય શહેર राजधानी સ્ત્રી
મગધ मगधा પુ બ વ માં વપરાય છે (એક દેશનું નામ અથવા લોકનું નામ)
રાજગૃહ ( મગધ દેશમાં એક શહેરનું નામ છે ) राजगृह ન
વંશજ वंश्य પુ સ્ત્રી ન. कुलज પુ સ્ત્રી ન
શેરી रथ्या સ્ત્રી
સૂત્ર सूत्र ન
હાંકી મૂકવું प्र + चुद् ૧૦ મો ગણ

---

## પાઠ ૧૦મો

## બીજો ગણ (ચાલુ)

### હ્યસ્તન ભૂતકાળ

૧. હ્યસ્તન ભૂતકાળના બીજા અને ત્રીજા પુરુષના એકવચનના પ્રત્યયો स् અને त् ની પૂર્વે વ્યંજન આવે તો તેમનો લોપ થાય છે.

**૨. અનુનાસિક સિવાય કોઈ વ્યંજન પદને છેડે આવે તો તેને સ્થાને વર્ગનો પહેલો કે ત્રીજો વર્ણ થાય, અને ष् નો ट् અથવા ड् થાય.**

(અ) लिह्ના હ્યસ્તન ભૂતકાળના ત્રીજા પુરુષના એકવચનમા પહેલા अलिह् + त् થયુ, પછી પા ૧૬, ૬ પ્રમાણે अलेह् + त् થયુ. त्નો ઉપલા ૧ પ્રમાણે લોપ થયો, એટલે अलेह् રહ્યુ હવે ह्નો ढ् પાનુ ૬૪, ૧ પ્રમાણે થયો, અને ढ् નો ઉપલા નિયમ ૨ પ્રમાણે ट् અથવા ड् થયો એટલે अलेट्, अलेड्. એ પ્રમાણે ૨ જા પુ. એ. વ નો પ્રત્ય स् લોપાય છે, અને ૩ જા પુ. એ. વ ના રૂપમા જે નિયમો લાગ્યા તે જ પ્રમાણે अलेट्, अलेड् થાય છે.

| | એ. વ. | દ્વિ. વ. | બ વ. |
|---|---|---|---|
| ૧લો પુ | अलेहम् | अलिह्व | अलिह्म |
| ૨જો ,, | अलेट्-ड् | अलीढम् | अलीढ |
| ૩જો ,, | अलेट्-ड् | अलीढाम् | अलिहन् |

अलीढाम् વગેરે રૂપો, लीढ વર્તમાન૦ ૩ પુ. દ્વિ. વ પ્રમાણે થાય છે. (તેને માટે પાછલો પાઠ જુઓ).

આત્મનેપદ

| | એ વ | દ્વિ વ | બ વ |
|---|---|---|---|
| ૧લો પુ | अलिहि | अलिह्वहि | अलिह्महि |
| ૨જો ,, | अलीढाः | अलिहाथाम् | लीढ्वम् |
| ૩જો ,, | अलीढ | अलिहाताम् | अलिहत |

(આ) अदुह् + त्-अदोह् + त् પા. ૧૬, ૬ પ્રમાણે-अदोह् પા ૭૬, ૧ પ્રમાણે-अदोघ् પાનુ ૬૬, ૫ પ્રમાણે-अधोघ् પા. ૬૭, ૭ પ્રમાણે-अधोक् અથવા अधोग् પા ૭૭, ૨ પ્રમાણે એ ૭૮ પ્રમાણે જ્યારે म् પ્રત્યય લાગે છે ત્યારે अधोक्- ग् થાય છે.

| | એ. વ | દ્વિ વ | બ. વ |
|---|---|---|---|
| ૧લો પુ | अदोहम् | अदुह्व | अदुह्म |
| ૨જો ,, | अधोक्-ग् | अदुग्धम् | अदुग्ध |
| ૩જો ,, | अधोक्-ग् | अदुग्धाम् | अदुहन् |

આત્મને૦ ૩જો પુ अदुग्ध – अदुग्धाताम् – अदुग्धत, ૨જો પુ એ વ अदुग्धा, थ् નો પા ૬૫, ૨ પ્રમાણે ध् થયો છે

(૪) अहन्+त्–अहन् પા ૭૬, ૧ પ્રમાણે, अहन्+ताम् (દ્વિ વ)–પા ૬૮, ૨ (અ) પ્રમાણે न् લોપાય છે, એટલે अहताम् अहन्+अन् (બ વ.)– अहन्+अन् પા ૬૮, ૨ (अ)ના છેલ્લા ભાગ પ્રમાણે–अघ्नन् પા. ૬૮, ૨ इ પ્રમાણે.

| | એ વ | દ્વિ વ | બ વ |
|---|---|---|---|
| ૧લો પુ | अहनम् | अहन्व | अहन्म |
| ૨જો ,, | अहन् | अहतम् | अहत |
| ૩જો ,, | अहन् | अहताम् | अघ्नन् |
| આત્મને૦ ૩જો પુ | अहत | अघ्नाताम् | अघ्नत |

૧ अमृज्+त्–अमार्ज्+त् પા ૬૯, ૪ પ્રમાણે–अमार्ज् પા ૭૬, ૧ પ્રમાણે–अमार्ष् પા ૬૯, ૯ પ્રમાણે * अमार्ट्–ड् પા ૭૭, ૨ પ્રમાણે એવી જ રીતે ૨ જો પુ એ વ अमार्ट्–ड् થાય છે

| | એ વ | દ્વિ વ | બ વ |
|---|---|---|---|
| ૧લો પુ | अमार्जम् | अमृज्व | अमृज्म |
| ૨જો ,, | अमार्ट्–ड् | अमृष्टम् | अमृष्ट |
| ૩જો ,, | अमार्ट्–ड् | अमृष्टाम् | अमृजन्–अमार्जन् |

૨ विद्, जागृ, शास्, जक्ष्, चकास् અને दरिद्रा એ ધાતુઓનો હ્યસ્તન ભૂતકાળના ૩જા પુ બ વનો પ્રત્યય उस् છે द्विष् આ પ્રત્યય વિકલ્પે લે છે

**૩. ધાતુના અન્ત્ય द् નો હ્યસ્તન ભૂતકાળના બીજા પુ. એ. વ.માં વિકલ્પે र् અથવા વિસર્ગ થાય છે.**

---

* र् પહેલો વર્ણ હોય એવો સયુક્ત વ્યજન પદને અન્તે આવે તો તેના છેલ્લા વ્યજનનો લોપ થતો નથી, પણ જો र् પહેલો વર્ણ અને स् છેલ્લો વર્ણ એવો સયુક્ત વ્યજન પદને અન્તે હોય તો स् લોપાય છે.

આ નિયમ પ્રમાણે अवेद्+स् નું अवेत्-द् અથવા अवे થાય છે.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧લો પુ. | अवेदम् | अविद्व | अविद्म |
| ૨જો ,, | अवेत्-अवेद्-अवेः | अवित्तम् | अवित्त |
| ૩જો ,, | अवेत्-द् | अवित्ताम् | अविदुः |

૨. અન્ત્ય સ્વરનો उस् પૂર્વે ગુણ થાય છે

जागृ-પરસ્મૈ॰ હ્યસ્તન ભૂતકાળ ૩ જો પુ. अजाग.-अजागृताम्-अजागरु, अजागृ+त्-अजागर्+त् અને પા ૭૧, ૧ પ્રમાણે अजागर्-अजाग.

**૪. ધાતુના અન્ત્ય स् નો त् પ્રત્યય પૂર્વે त् અથવા द् થાય છે, અને स् પ્રત્યય પૂર્વે વિકલ્પે त् અથવા द् થાય છે.**

शास् પરસ્મૈ॰

| | એ વ | દ્વિ. વ. | બ વ. |
|---|---|---|---|
| ૧લો પુ. | अशासम् | अशिष्व | अशिष्म |
| ૨જો ,, | अशात्-द्-अशाः | अशिष्टम् | अशिष्ट |
| ૩જો ,, | अशात्-द् | अशिष्टाम् | अशासुः |

अशास्+त्, त् નો લોપ થયો એટલે अशास् થયુ ને ઉપલા ૪ પ્રમાણે अशात्-द् થયા

ईश् આત્મને॰ હ્યસ્તન ભૂતકાળ ૩ જો પુ ऐष्ट-ऐशाताम्-ऐशत, ૨ જો પુ. બ. વ. ऐड्ढ्वम्. श् નો પા. ૬૯, ૯ પ્રમાણે ष् થયો અને ष् નો પા. ૬૭, ૧ પ્રમાણે ड् થયો અને ध्व् નો ढ्व થયો—वश् પરસ્મૈ॰ હ્યસ્તન ભૂતકાળ ૩ જો પુ. अवट्-अवड्-औष्टाम्-औशन्. ताम् પ્રત્યય પૂર્વે व નો उ થયો અને आ પૂર્વે મળી आ+उ ને સ્થાને उ ની વૃદ્ધિ औ થઈ

વિધ્યર્થ

दुह् પરસ્મૈ॰

| | એ વ | દ્વિ વ | બ વ |
|---|---|---|---|
| ૧લો પુ | दुह्याम् | दुह्याव | दुह्याम |
| ૨જો ,, | दुह्याः | दुह्यातम् | दुह्यात |
| ૩જો ,, | दुह्यात् | दुह्याताम् | दुह्युः |

આત્મને૦

| | એ વ | દ્વિ વ | બ વ |
|---|---|---|---|
| ૧લો પુ | दुहीय | दुहीवहि | दुहीमहि |
| ૨જો „ | दुहीथाः | दुहीयाथाम् | दुहीध्वम् |
| ૩જો „ | दुहीत | दुहीयाताम् | दुहीरन् |

हन् ૩ જો પુ हन्यात्-हन्याताम्-हन्यु
આત્મને૦ ૩ જો પુ घ्नीत घ्नीयाताम्-घ्नीरन्
शास् પરસ્મૈ૦ ૩ જો પુ शिष्यात्-शिष्याताम्-शिष्यु

सायं प्रातर्धेनुमग्निहोत्रायाधोगृपिः ।
दण्डाकाया वसन्तौ रामलक्ष्मणौ रक्षसा सहस्राण्यहताम् ।
चाणक्योऽकिंचनो ब्राह्मणो नन्दानद्वेड् बुद्धिप्रभावाच्च तानहन् ।
तेषां च राज्यं चन्द्रगुप्तो नाम नृपतिश्चाणक्यस्य शिष्योऽशात् ।
देवानां संदेशं हरन्नलो दमयन्त्या अन्तःपुरं प्राविशत् । प्रविशन्तं च तं देवानां वराद्रक्षितारो नाविदुः ।
केचिद्बटवस्तडागस्य तटमुपगता लोष्टैर्भेकानभ्यघ्नन् ।
स राजा दिग्विजयादारभ्यात्मनः सर्वं वृत्तान्तं गन्धर्वकन्यायाः* आचष्ट ।
यथा पाण्डवा रणे नास्मान्हन्युस्तथा क्रियताम् ।
कश्चित्कुक्कुरो यज्ञमण्डपं गतो हर्वीष्यवालेट् । तत्रर्त्विजस्तमाघ्नन्सर्वं च समुपाहृतं यज्ञीयं द्रव्यं त्यक्त्वा मण्डपं सममार्जन् ।
राजानो धर्मेण वसुधां शिष्युः ।

## ગુજરાતી વાક્યો

૧ નન્દવંશના રાજાઓ પછી મૌર્યવંશના રાજાઓએ પૃથ્વી ઉપર રાજ્ય કર્યું (शास्)

૨ કલિંગના યોદ્ધાઓએ અમને નીચે પ્રમાણે કહ્યું (चक्ष्)

---

* જુઓ માર્ગો૫૦ પા ૧૦૨ નોધ ૭

૨. " જે અંગ લોકો અમને ઘણો વખત થયા ધિક્કારતા હતા ( द्विष् ), તેમણે અમારા મુલક પર હુમલો કર્યો. અમે તેમની સાથે લડાઈ લડ્યા અને તેમના સરદારોને માર્યા ( हन् ) તેમનો રાજા આ જાણતો ન હતો ( विद् ), અને તેથી તે લડાઈની જગાએ જાતે આવ્યો, પણ પોતાના માણસોને મૂએલા જોઈને તે પોતાના મુલકમા પાછો ફર્યો."

૩. તમે ગઈ કાલે ગાયો દોહી ? ( दुह् )

૪ હરિ આખી રાત વેદ ભણતો જાગતો હતો. ( जागृ )

૫ દરરોજ સવારે માણસે પોતાનુ મોઢુ સાફ કરવુ જોઈએ. ( प्र + मृज् )

---

## શબ્દકોશ ૧૦

अग्निहोत्र न અગ્નિ દેવતાનો યજ્ઞ
कुक्कुर पु કૂતરો
गन्धर्वकन्या स्त्री ગન્ધર્વની દીકરી
चन्द्रगुप्त पु રાજાનું નામ છે.
चाणक्य पु પુરુષનુ નામ છે
तट पु स्त्री न કિનારો, કોર
दिग्विजय पु ( दिश् स्त्री દિશા, विजय पु જીત ) દિશાઓની જીત, દેશોની જીત
द्रव्य न. ચીજ, વસ્તુ
नन्द पु. [illegible] નામ છે, એ [illegible]
बटु पु. [illegible]
भेक पु દેડકો
यज्ञमण्डप पु યજ્ઞને માટે તૈયાર કરેલો માડવો
मण्डप पु. માડવો
यज्ञिय पु स्त्री. न યજ્ઞને લગતું
रण न લડાઈ
वसुधा स्त्री પૃથ્વી
वृत्तान्त पु હેવાલ, બનાવ
समुपागत ( सम् + उप + आ + गम् क. भू. कृ. ) [illegible]
सहस्र न [illegible]
हन्, अग्नि [illegible]

---

અગદેશ અથવા અગલોકો अङ्गा (બ વ મા વપરાય છે )

કલિગદેશ અથવા કલિગલોકો कलिङ्गा (બ વ મા વપરાય છે )

જાતે स्वयम् અ

મુલક विषय પુ.

મૌર્યવશ અથવા મૌર્યવશનો કોઈ માણસ मौर्य પુ

મોટે ભણવુ पठ् ૧ લો ગણ પરસ્મૈ૦

લડાઈની જગા रणभूमि સ્ત્રી

સરદાર चमूपति પુ. सेनापति પુ

હુમલો કરવો अभि + द्रु ૧ લો ગણ પરસ્મૈ૦

## પાઠ ૧૧ મો

### ત્રીજો ગણ

૧. આ ગણમા પ્રત્યયો લાગતા પહેલા ધાતુઓમા અભ્યાસ અથવા દ્વિરુક્તિ નામનો ફેરફાર થાય છે

**૨. અભ્યાસ અથવા દ્વિરુક્તિ માટે સામાન્ય નિયમો**

( अ ) શરૂઆતના વ્યજન સહિત સ્વર બેવડાય છે, જો એકથી વધારે સ્વર હોય તો શરૂઆતના વ્યજન સહિત પહેલો સ્વર બેવડાય છે, અને સ્વરથી શરૂ થતો ધાતુ હોય તો એકલો સ્વર બેવડાય છે બેવડાયા પછી ધાતુને પ્રત્યય લાગે છે

( आ ) વર્ગના બીજા અક્ષરો ( ख्, छ्, ठ्, थ्, फ्, ) નો ધાતુના અભ્યાસમા પહેલો અક્ષર ( क्, च्, ट्, त्, प् ) થાય છે, અને ચોથા અક્ષર ( घ्, झ्, ढ्, ध्, भ्, ) નો ત્રીજો અક્ષર ( ग्, ज्, ड्, द्, ब्) થાય છે

આ પ્રમાણે फल्ની દ્વિરુક્તિ ૨ ( अ ) પ્રમાણે फफल् અને ઉપલા નિયમ પ્રમાણે पफल् થઈ, धा-धाधा-दधा ૨ ( क ) પ્રમાણે, भी-भीभी-बिभी.

( इ ) ધાતુમાના કઠસ્થાનીને બદલે તેટલામો તાલવ્ય મુકાય છે ઉપલા નિયમને આધારે ह् ની જગાએ ज् આવે છે.

खन्-खखन् ૨ ( अ ) પ્રમાણે-छखन् ૨ ( इ ) પ્રમાણે, चखन् ૨ ( आ ) પ્રમાણે हा-हाहा ૨ ( अ ) પ્રમાણે, हहा ૨ ( क ) પ્રમાણે, जहा ઉપર પ્રમાણે.

(इ) જો જોડાક્ષરથી ધાતુઓ શરૂ થતા હોય તો જોડાક્ષરના પ્રથમાક્ષરની સ્વર સહિત દ્વિરુક્તિ થાય છે.

ह्री–हीह्री ઉપરના નિયમ પ્રમાણે–जिह्री ૨ (इ) અને (ऊ) પ્રમાણે.

(उ) અપવાદ—જો પહેલો અક્ષર श्, ष्, स् હોય અને બીજો અક્ષર અઘોષ વ્યંજન હોય તો અઘોષ વ્યંજનની દ્વિરુક્તિ થાય છે.

જેમકે स्पर्ध्–पस्पर्ध्.

(ऊ) ધાતુના દીર્ઘ સ્વરનો અભ્યાસમાં હ્રસ્વ થાય છે અને ऋનો अ થાય છે. જેમકે ह्री–जिह्री, दा–ददा, અને कृ–चकृ

૩. ત્રીજા ગણના અનિયમિત ધાતુઓ—

मा, हा 'જવું', भृ, पृ, અથવા पॄ અને ऋ ધાતુઓના અભ્યાસના સ્વરનો इ થાય છે, અને निज्, विज् અને विष् ધાતુઓના અભ્યાસના સ્વરનો ગુણ થાય છે.

૪. ऋ ધાતુના અભ્યાસના इनो इय् થાય છે. (પાઠ ૧૩, નિયમ ૮)

૫ પરસ્મૈપદ અને આત્મનેપદના ત્રીજા પુ. બ. વ. માંથી न् લોપાય છે.

૬ હ્યસ્તન ભૂતકાળના પરસ્મૈપદના ત્રીજા પુરુષ બહુવચનનો પ્રત્યય उस् છે, તેની પૂર્વે ધાતુને છેડે आ હોય તો તે आ લોપાય છે, અને જો (હ્રસ્વ કે દીર્ઘ) इ, उ કે ऋ હોય તો તેનો ગુણ થાય છે (પા. ૭૮, ૧ અને પા. ૭ જોડે સરખાવો)

भृ પરસ્મૈ૦

વર્તમાનકાળ

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| પહેલો પુ. | बिभर्मि | बिभृवः | बिभृमः |
| બીજો ,, | बिभर्षि | बिभृथः | बिभृथ |
| ત્રીજો ,, | बिभर्ति | बिभृतः | बिभ्रति |

હ્યસ્તન ભૂતકાળ

| | એ વ | દ્વિ વ | બ વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अविभरम् | अविभृव | अविभृम |
| ૨ જો „ | अविभः | अविभृतम् | अविभृत |
| ૩ જો „ | अविभः | अविभृताम् | अविभरुः |

આજ્ઞાર્થ

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ | बिभराणि | बिभराव | बिभराम |
| ૨ જો „ | बिभृहि | बिभृतम् | बिभृत |
| ૩ જો „ | बिभर्तु | बिभृताम् | बिभ्रतु |

વિધ્યર્થ

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ | बिभृयाम् | बिभृयाव | बिभृयाम |
| ૨ જો „ | बिभृयाः | बिभृयातम् | बिभृयात |
| ૩ જો „ | बिभृयात् | बिभृयाताम् | बिभृयुः |

बिभृ ૨ અ, આ અને ૩ પ્રમાણે વિકારક પ્રત્યય પૂર્વે ગુણ થાય છે, (પા ૧૬, ૬ પ્રમાણે) बिभ्रति પા ૮૩, ૫ પ્રમાણે, હ્યસ્તન ભૂતકાળ ૩જો પુ એ વ अबिभृ+त=अबिभर्त પા ૧૬, ૬ પ્રમાણે. પા ૭૬, ૧ પ્રમાણે. अबिभर्–अबिभ (માર્ગો૦ પા ૭ નોધ+), ૩જો પુ બ વ अबिभरु ૬ પ્રમાણે.

| | | | | |
|---|---|---|---|---|
| આત્મને૦ વર્તમાન૦ | ૩જો પુ | बिभृते | बिभ्राते | बिभ्रते |
| „ હ્યસ્તન ભૂત૦ | „ „ | अबिभृत | अबिभ्राताम् | अबिभ्रत |
| ह्री પરસ્મૈ૦ વર્તમાન૦ | ૩જો પુ. | जिह्रेति | जिह्रीत | जिह्रियति |

(પા ૪૮, ૨ પ્રમાણે)

„ „ હ્યસ્તન ભૂત૦ „ „ अजिह्रेत् अजिह्रीताम् अजिह्रयु (૬ પ્રમાણે)

૭ मा અને हा 'જવું' એ ધાતુના અન્ત્ય સ્વરનો વ્યંજનથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વે ई થાય છે, અને સ્વરથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વે લોપ થાય છે

| | | | |
|---|---|---|---|
| मा આત્મને૦ વર્તમાન૦ ૩જો પુ | सिमीते | सिमाते | सिमते |
| हा „ 'જવું' „ „ | जिहीते | जिहाते | जिहते |
| હ્યસ્તન ભૂતકાળ ૩જો પુ. | असिमीत | असिमाताम् | असिमत |
| | अजिहीत | अजिहाताम् | अजिहत |

પા. ૮૩, ૩ પ્રમાણે માની દ્વિરુક્તિ मिमा થયું. તે પ્રત્યય વ્યંજનથી શરૂ થનો અવિકારક હોવાથી मा ધાતુના आ નો ई થયો, તે પ્રમાણે मिमीते થયું. आते, अते વગેરે પ્રત્યયો પૂર્વે સ્વરથી શરૂ થતા અવિકારક પ્રત્યયો છે, માટે ધાતુના आ નો લોપ થાય છે.

૮. हा 'ત્યાગ કરવો' એનો ઉપર પ્રમાણે ફેરફાર થાય છે, પણ ई વિકલ્પે ૯હ્રસ્વ इ થાય છે. य् થી શરૂ થતા વિધ્યર્થના પ્રત્યયો પૂર્વે ધાતુના आ નો લોપ થાય છે, અને આજ્ઞાર્થના ૨ જા પુ એ વ. માં आ વિકલ્પે કાયમ રહે છે. એટલે जहाहि, जहिहि, जहीहि એમ ત્રણ રૂપો થાય છે.

हा 'ત્યાગ કરવો' પરસ્મૈ० વર્તમાન

| | એ. વ | દ્વિ. વ. | બ વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | जहामि | जहिवः–जहीवः | जहिमः–जहीमः |
| ૨ જો ,, | जहासि | जहिथः–जहीथः | जहिथ–जहीथ |
| ૩ જો ,, | जहाति | जहितः–जहीतः | जहति |
| હ્યસ્તનભૂ० ૩ જો પુ. | अजहात् | अजहिताम्–अजहीताम् | अजहुः |
| આજ્ઞાર્થ ,, | जहातु | जहिताम्–जहीताम् | जहतु |
| વિધ્યર્થ ,, | जह्यात् | जह्याताम् | जह्युः |

૯. વ્યંજનથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વે भी નો ई વિકલ્પે હ્રસ્વ થાય છે

૧. અંગમાં એક કરતાં વધારે સ્વર હોય અને ધાતુના इ (હ્રસ્વ કે દીર્ઘ)ની પૂર્વે જોડાક્ષર ન આવ્યો હોય તો તે इ નો સ્વરથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વે य् થાય છે.

बिभि + अति – बिभ्यति, કારણ કે એમાં એકથી વધારે સ્વર છે, પણ श्रि + अति – श्रियति થાય છે, કારણ કે श्रिमांના इ ની પૂર્વે જોડાક્ષર આવ્યો છે.

| | | | |
|---|---|---|---|
| बिभेति | बिभितः–बिभीतः | बिभ्यति | પરસ્મૈ० |
| अबिभेत् | अबिभिताम्–अबिभीताम् | अबिभयुः | ,, |
| बिभयानि | बिभयाव | बिभयाम | ,, |

૧૦ અવિકારક પ્રત્યય પૂર્વે दा અને धा ધાતુના અન્ત્ય સ્વરને લોપ થાય છે, અને स्, ध्, त् અને थ् પૂર્વે धा धत् રૂપ ધારણ કરે છે પરસ્મૈ૦ આજ્ઞાર્થ ૨ જા પુ એ વ ના રૂપો देहि તથા धेहि થાય છે

धा 'મૂકવુ' પરસ્મૈ૦ વર્તમાનકાળ

| | એ વ | દ્વિ વ | બ વ |
|---|---|---|---|
| ૧ લો પુ | दधासि | दध्वः | दध्मः |
| ૨ જો „ | दधासि | धत्थः | धत्थ |
| ૩ જો „ | दधाति | धत्तः | दधति |

હ્યસ્તન ભૂતકાળ

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ | अदधाम् | अदध्व | अदध्म |
| ૨ જો „ | अदधाः | अधत्तम् | अधत्त |
| ૩ જો „ | अदधात् | अधत्ताम् | अदधुः |

આજ્ઞાર્થ

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ | दधानि | दधाव | दधाम |
| ૨ જો „ | धेहि | धत्तम् | धत्त |
| ૩ જો „ | दधातु | धत्ताम् | दधतु |

વિધ્યર્થ

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ | दध्याम् | दध्याव | दध्याम |
| ૨ જો „ | दध्याः | दध्यातम् | दध्यात |
| ૩ જો „ | दध्यात् | दध्याताम् | दध्युः |

આત્મનેપદ વર્તમાનકાળ

| | એ વ | દ્વિ વ | બ વ |
|---|---|---|---|
| ૧ લો પુ | दधे | दध्वहे | दध्महे |
| ૨ જો „ | धत्से | दधाथे | धद्ध्वे |
| ૩ જો „ | धत्ते | दधाते | दधते |

હ્યસ્તન ભૂતકાળ

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अदधि | अदध्वहि | अदध्महि |
| ૨ જો " | अधत्थाः | अदधाथाम् | अधद्ध्वम् |
| ૩ જો " | अधत्त | अदधाताम् | अदधत |

આજ્ઞાર્થ

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | दधै | दधावहै | दधामहै |
| ૨ જો " | धत्स्व | दधाथाम् | धद्ध्वम् |
| ૩ જો " | धत्ताम् | दधाताम् | दधताम् |

વિધ્યર્થ

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ | दधीय | दधीवहि | दधीमहि |
| ૨ જો " | दधीथाः | दधीयाथाम् | दधीध्वम् |
| ૩ જો " | दधीत | दधीयाताम् | दधीरन् |

धद्ध्वम् વગેરે રૂપોમા द् નો ध् થાય છે, કારણ કે તેની પછી અનુનાસિક સિવાય ઘોષ વ્યંજન આવેલો છે अदधु રૂપમા आ નો લોપ થયો છે, પા. ૮૩, ૬ પ્રમાણે ऐ પ્રત્યય સિવાય આજ્ઞાર્થના ૧ લા પુ ના પ્રત્યયો आ થી શરૂ થાય છે, એ વાત ધ્યાનમા રાખવી.

दा ના રૂપો આ જ પ્રમાણે કરવા

૧૧ સ્વરથી શરૂ થતા વિકારક પ્રત્યયો પૂર્વે આ ગણમા ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થતો નથી, જેમકે नेनिजानि આજ્ઞાર્થ ૧ લો પુ એ વ

| | | | |
|---|---|---|---|
| પરસ્મૈ૦ વર્તમાન૦ ૩જો પુ૦ | नेनेक्ति | नेनिक्तः | नेनिजति |
| આત્મને૦ " " | नेनिक्ते | नेनिजाते | नेनिजते |

[illegible]

| | | |
|---|---|---|
| अनेनिजम् | अनेनिज्व | अनेनिज्म |
| अनेनिजि | अनेनिज्वहि | अनेनिज्महि |
| नेनिजानि | नेनिजाव | नेनिजाम |
| नेनिजै | नेनिजावहै | |

વર્તમાનકાળ

| | | |
|---|---|---|
| हु પરસ્મૈ૦ ૩જો પુ जुहोति | जुहुतः | जुह्वति |

હ્યસ્તન ભૂતકાળ

| | | |
|---|---|---|
| „ „ „ अजुहोत् | अजुहुताम् | अजुहवुः |

આજ્ઞાર્થ ૨ જો પુ એ વ जुहुधि આ રૂપમા हि ને સ્થાને धि આવ્યો છે

ગણકાર્યવિશિષ્ટ કાળોમા हु ધાતુના उ નો સ્વરથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વ उव् થતો નથી (પાઠ ૭, નિયમ ૨ પ્રમાણે), પણ व् થાય છે.

વર્તમાનકાળ

| | | |
|---|---|---|
| मा આત્મને૦ ૩જો પુ मिमीते | मिमाते | मिमते |

હ્યસ્તન ભુતકાળ

| | | |
|---|---|---|
| „ „ „ अमिमीत | अमिमाताम् | अमिमत |

(પા ૮૪, ૭ જુઓ)

વર્તમાનકાળ

| | | | |
|---|---|---|---|
| हा „ „ | जिहीते | जिहाते | जिहते |
| पृ પરસ્મૈ૦ „ | पिपर्ति | पिपृतः | पिप्रति |
| पॄ „ „ | पिपर्ति | पिपूर्तः | पिपुरति |
| ऋ „ „ | इयर्ति | इयृतः | इय्रति |

હ્યસ્તન ભૂતકાળ

| | | | |
|---|---|---|---|
| ઉપરના ધાતુઓનો | अजिहीत | अजिहाताम् | अजिहत |
| | अपिपः | अपिपृताम् | अपिपरुः |
| | अपिपः | अपिपूर्ताम् | अपिपरुः |
| | ऐयः | ऐयृताम् | ऐयरुः |

पॄ ધાતુના ॠ નો उर् થાય છે (પા ૨, ૯ પ્રમાણે) ऋ–ऋऋ પાનુ ૮૨, ૨ પ્રમાણે–इऋ પાનુ ૮૩, ૩ પ્રમાણે इयृ પાનુ ૮૩, ૪ પ્રમાણે–आ+इयृ=ऐयृ

| | | | |
|---|---|---|---|
| विज् પરસ્મૈ૦ ૩જો પુ | वेवेक्ति | वेविक्तः | वेविजति |
| ૧લો પુ | अवेविजम् | अवेविज्व | अवेविज्म |

विज् આત્મને૦ ૩જો પુ. वेविक्ते वेविजाते वेविजते
विप् પરસ્મૈ૦ „ वेवेप्ति वेविप्तः वेविपति } વર્તમાનકાળ
„ આત્મને૦ „ वेविप्ते वेविपाते वेविपते

---

धान्यं मिमीते कुडवेन।

अग्नौ समिधो जुहोत्यध्वर्युः।

यथा मे पिता धर्मं न प्रजहातु तथा मे वरं देहि।

*येभ्यः सर्वे लोका अबिभ्युस्तान्राक्षसानरण्ये रामोऽहन्।

भर्त्रा सह पितुः समीपं गच्छन्ती जिह्रेमीत्यवदच्छकुन्तला।

कृष्णश्चक्रमबिभरर्जुनो गाण्डीवं दुर्योधनभीमसेनौ गदामबिभृतामन्ये सर्वे योधाः साधारणं धनुरबिभरुः।

ब्राह्मणोऽब्राह्मणो वा यः कोऽपि निर्धनोऽशक्तश्च भवेत्तस्मै धनं दत्त।

रामभार्यां जहाहि जहिहि जहीहीति त्रिर्विभीषणो रावणमुपादिशत्।

यस्मिन्कन्यामलंकृत्य वरमाहूय तस्मै तां ददति स ब्राह्मो विवाह उत्तमफलकः।

हरिचरणयोः प्रक्षिप्तोऽयं पुष्पाणामञ्जलिर्नः कल्याणं विधत्ताम्।

पुरोहितास्तेषां गृहं गत्वा प्रथमं पादानवानेनिजुः पश्चात्समन्त्रकं कर्म व्यदधुः।

दवाति द्रविणं भूरि दाति दारिद्र्यमर्थिनाम् ।
स्रोऽवदायति कीर्ति च शिरोऽवद्यति विद्विषाम् ॥
संदधाति धनुर्ज्यायां यदैवेषून् रुपान्वितः ।
तदैव तं भयाक्रान्ताः संधियन्ति धराधिपाः ॥
न जहाति सदाचार स सदा चारणस्तुतः ।
उज्जिहीते जगज्जित्वा तस्य कीर्तिः सुरालयम् ॥
न क्लाम्यति दिनं कृत्स्नं ददानोऽपि धनं बहु ।
न च क्लामति सग्रामे निघ्नन् गजघटाशतम् ॥
न्यायप्रवृत्तो नृपतिरात्मानमपि च प्रजाः ।
त्रिवर्गेणोपसंधत्ते निहन्ति ध्रुवमन्यथा ॥
अधर्मान्नात्रसः पाप लोकवादान्न चाबिभेः ।
दैवाद्बिभीहि काकुत्स्थ जिह्रीहि त्वं तथा जनात् ।
मिथ्या *मामभिसंक्रुध्यन्नवशां शत्रुणा हृताम् ॥
आनन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कदाचन ।
यद्ददासि विशिष्टेभ्यो यच्चाश्नासि दिने दिने ॥
तत्तेवित्तमह मन्ये शेषं कस्यापि रक्षसि ॥
न बिभेति यदा चायं यदा चास्मान्न बिभ्यति ।
यदा नेच्छति न द्वेष्टि ब्रह्म संपद्यते तदा ॥

## ગુજરાતી વાક્યો

૧. ધૃતરાષ્ટ્રના છોકરાઓએ ગાયોને છોડી (हा), અને લડાઈને સ્થાનેથી નાઠા.

---

* क्रुध् અને द्रुह् ધાતુની પૂર્વે ઉપસર્ગ આવ્યો હોય તો જે પુરુષ અથવા વસ્તુ તરફ ક્રોધ અને દ્રોહની વૃત્તિ બતાવવામા આવે, તે પુરુષ અથવા વસ્તુવાચક શબ્દ દ્વિતીયા વિભક્તિમા વપરાય છે, ચતુર્થીમા વપરાતો નથી.

૨. રામે શિવનું ધનુષ વાળ્યુ, માટે જનકે તેને પોતાની દીકરી સીતા દીધી (दा)

૩. શૂરવીર માણસો પોતાના શત્રુઓથી બીતા નથી. (भी)

૪. રાજાના માણસો મારુ ધન લઈ ન જાય માટે મેં તે પેલા ઘરમા નાખ્યુ. (नि + धा)

૫. તમારા બળવાન શત્રુઓ જોડે સલાહ કરો (सम् + धा) કે તમારો બધો દેશ નાશ ન પામે.

૬. તુ નાગો ફરતા લાજતો નથી? (ह्री)

૭. સ્મૃતિઓ વિધવાઓના પુનર્લગ્નની આજ્ઞા કરે છે. (वि + धा)

૮. જ્યારે ગોવિંદ વાત કહેતો હતો ત્યારે તેં તારા કાન કેમ બધ કર્યા? (पि + धा અથવા अपि + धा)

૯. સ્ત્રીઓ શરીરે ઘરેણા પહેરે છે. (परि + धा)

૧૦. માણસે ટેકમાથી તોછડાઈ ઓળખી કાઢવી જોઈએ (वि + विज्)

૧૧. તારા હાથ અને પગ ધો (अव + निज्) અને પછી તારુ સંધ્યાપૂજન શરૂ કર

૧૨. રાજાના અધિકારીઓએ તે જમીનની લબાઈ માપી. (मा)

૧૩. યતિઓ તળાવે પાણીથી પોતાના કમડળો ભરે છે (पृ અથવા पॄ)

—

## શબ્દકોષ ૧૧

### બીજા ગણના ધાતુઓ

दा પરસ્મૈ૦ આત્મને૦ આપવુ

धा પરસ્મૈ૦ આત્મને૦ ધરવુ, वि + धा પહેરવુ, મૂકવુ, અમલ કરવો, કરવુ, (ધર્મપુસ્તકમાં) આજ્ઞા કરવી, परि + धा પહેરવુ, सम् + धा સન્ધાન કરવુ, લગાડવુ, ચોંટાડવુ, अपि + धा કે पि + धा બધ કરવુ, नि + धा મૂકવુ, ગણી મૂકવુ, अप + धा ધ્યાન દેવુ

निज् પરસ્મૈ૦, આત્મને૦ સ્વચ્છ કરવુ, अव + निज् ધોવુ

पृ અથવા पॄ પરસ્મૈ૦ ભરવુ

भी પરસ્મૈ૦ બીવુ
भृ પરસ્મૈ૦, આત્મને૦ આશ્રય આપવો, લઈ જવુ
मा આત્મને૦ માપવુ
विज् પરસ્મૈ૦, આત્મને૦ જુદુ પાડવુ, वि + विज् ભેદ જાણવો
विष् પરસ્મૈ૦, આત્મને૦ ઘેરી લેવુ
हा આત્મને૦ જવુ, उद् + हा ઊંચે જવુ
हा પરસ્મૈ૦ ત્યાગ કરવો, તજવુ
हु પરસ્મૈ૦ હોમવુ
ह्री પરસ્મૈ૦ શરમાવુ, લાજવુ

---

अञ्जलि પુ ખોબો
अन्यथा ક્રિ વિ. નહી તો
अन्वित अनु+इ નુ કર્મણિ ભૂ કૃ. યુક્ત, સહિત, ભરેલુ
अर्थिन् પુ સ્ત્રી ન માગનાર, યાચક
अवश પુ સ્ત્રી ન આશ્રય રહિત, લાચાર
अशक्त પુ સ્ત્રી ન. નબળુ
उत्तमफलक પુ સ્ત્રી ન (उत्तम પુ સ્ત્રી ન સુદર, फल ન ફળ, અને क પ્રત્યય) ઉત્તમ ફળવાળુ, સારા પરિમાણવાળુ
काकुत्स्थ પુ કકુત્સ્થના વશમા જન્મેલો પુરુષ, રામ
कुडव પુ અનાજનુ માપ
कृ अलम् જોડે, શણગારવુ
कृत्स्न પુ સ્ત્રી ન આખુ
क्रुध् अभि + सम् જોડે, ગુસ્સે થવુ
गजघटाशत ન (घटा સ્ત્રી રચના સમૂહ, સમુદાય, शत ન સો) હાથીઓની મો હાર, સેંકડો હાથીઓ
गदा સ્ત્રી. ગદા
गाण्डीव ન અર્જુનના ધનુષનુ નામ
चारणस्तुत પુ સ્ત્રી ન (चारण પુ ભાટ) ભાટોથી વખણાયેલુ
त्रि ક્રિ વિ ત્રણ વાર
त्रिवर्ग પુ (धर्म પુણ્ય, अर्थ પૈસો, काम ઇચ્છા) એ ત્રણ વસ્તુઓનો સમૂહ
दिनेदिने ક્રિ વિ દરરોજ
दुर्योधनभीमसेनौ પુ દ્વિ વ. દુર્યોધન અને ભીમસેન (સમાસ)
दै ૧ લો ગણ પરસ્મૈ૦ अव જોડે, સાફ કરવુ, શુદ્ધ કરવુ

दो ૪થો ગણ પરસ્મૈ० अव જોડે, કાપવુ

द्रविण ન. પૈસો

धनुर्ज्या સ્ત્રી. (ज्या સ્ત્રી. દોરી [કામઠાની]) ધનુષની દોરી

धराधिप પુ. (धरा સ્ત્રી. પૃથ્વી, अधिप પુ. ધણી) પૃથ્વીપતિ, રાજા

धी ૬ઠ્ઠો ગણ પરસ્મૈ० सम् જોડે, સલાહ કરવી

ध्रुवम् ક્રિ. વિ. નક્કી

निर्धन પુ. સ્ત્રી ન ધનરહિત, ગરીબ

न्यायप्रवृत्ति પુ. સ્ત્રી. ન (न्याय પુ ઇન્સાફ, પ્રમાણિકપણુ, प्रवृत्ति प्र + वृत् 'આગળ ચાલવુ' નુ ભૂ કૃ) વાજબી વર્તણુકવાળુ, ઇન્સાફ પ્રમાણે ચાલનારુ

पद् ૪થો ગણ આત્મને० सम् જોડે, થવુ

प्रादुस् ક્રિ. વિ કે નામયોગી, દેખીતુ, ખુલ્લુ (ક્રિયાપદ સાથે વપરાય છે)

[illegible] પુ. [illegible] ભાઈનુ નામ છે

[illegible] પુ [illegible]

[illegible]

भयाक्रान्त પુ સ્ત્રી ન. (आक्रान्त आ + क्रम् નુ કર્મણિ ભૂ. કૃ. જિતાયેલુ, વશ કરાયેલુ) ભયને વશ

मिथ्या ક્રિ. વિ. અ. ખોટી રીતે, ફોગટ

रामभार्या સ્ત્રી. રામની સ્ત્રી

रुष् સ્ત્રી. ગુસ્સો

लोकवाद પુ લોકની નિંદા

विद्वस् विद् 'જાણવુ' નુ વ. કૃ. જાણતુ

विशिष्ट પુ. સ્ત્રી. ન આબરૂદાર માણસ

व्यास પુ મહાભારત આદિ કાવ્યોનો લખનાર

शकुन्तला સ્ત્રી દુષ્યંત રાજાની વહુ

शेष પુ ન બાકી રહેલુ

समन्त्रकम् ક્રિ વિ મંત્ર સહિત એટલે મંત્ર ભણીને

समिध् સ્ત્રી ઉદુમ્બર જેવા ઝાડોના પવિત્ર લાકડાની હોમાગ્નિમા નાખવાની નાની ડાળી

साधारण પુ સ્ત્રી ન [illegible]

सुरालय પુ (सुर પુ દેવ, आलय પુ સ્થાન, રહેવાની જગા) દેવોને રહેવાની જગા, સ્વર્ગ

हन् ક્રિ [illegible]

| | |
|---|---|
| જતિ वानप्रस्थ પુ यति પુ | લડાઈનુ સ્થાન रणभूमि સ્ત્રી. |
| ટેક स्वाभिमान પુ | લમાઈ आयाम પુ |
| તોછડાઈ अविनय પુ | વાળ્યુ नामित नम् ના પ્રેરક રૂપનુ કર્મણિ ભૂ કૃ, 'રામે ધનુષ વાળ્યુ માટે' रामेण धनुषि नामिते। |
| નાગુ नग्न પુ સ્ત્રી ન | શરીર शरीर ન देह પુ |
| નાસવુ अय् આત્મને० ૧લો ગણ परा જોડે (परा નુ पला થાય છે) | સધ્યાપૂજન सध्यावन्दन ન |
| પુનર્લગ્ન पुनरुद्वाह પુ | |

# પાઠ ૧૨મો

## સાતમો ગણ

૧ આ ગણમા વિકારક પ્રત્યય પૂર્વે ધાતુનો સ્વર અને અન્ત્ય વ્યજન એ બેની વચ્ચે न મુકાય છે અને અવિકારક પ્રત્યય પૂર્વે न् મૂકવામાં આવે છે પ્રત્યય લગાડતી વખતે ૯મા અને ૧૦મા પાઠના સધિનિયમો ધ્યાનમા રાખવા

૨ ધાતુના અનુનાસિકનો લોપ થાય છે

૩ વ્યજનથી શરૂ થતા વિકારક પ્રત્યય પૂર્વે तृह् ધાતુના અન્ત્ય વર્ણની પહેલા न ને બદલે ने મુકાય છે

પરસ્મૈ० વર્તમાનકાળ

रुध् 'અટકાવવુ'

| | એ વ | દ્વિ વ | બ વ |
|---|---|---|---|
| ૧ લો પુ | रुणध्मि | रुन्ध्व॰ | रुन्ध्मः |
| ૨ જો ,, | रुणत्सि | रुन्द्धः | रुन्द्ध |
| ૩ જો ,, | रुणद्धि | रुन्द्धः | रुन्धन्ति |

रुध् + ति – रुणध् + ति પા. ૯૪, ૧ પ્રમાણે रुणध् + धि પા ૬૫, ૨ પ્રમાણે रुणद् + धि અથવા रुणद्धि પા ૬૭, ૬ પ્રમાણે रुन्द्ध વગેરે એજ પ્રમાણે થાય છે रुणत्सि મા ध् નો માર્ગો० પા. ૫ નોધ § પ્રમાણે त् થાય છે.

### હ્યસ્તન ભૂતકાળ

| | એ. વ. | દ્વિ. વ | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ | अरुणधम् | अरुन्ध्व | अरुन्ध्म |
| ૨ જો „ | अरुणः-त्-द् | अरुन्द्धम् | अरुन्द्ध |
| ૩ જો „ | अरुणत्-द् | अरुन्द्धाम् | अरुन्धन् |

૩જો પુ. એ વ. अरुणध् + त् = अरुणध्, त् પ્રત્યયનો લોપ થયો પા ૭૬, ૧ પ્રમાણે. अरुणत्-द् પા ૭૭, ૨ પ્રમાણે. ૨જા પુ. એ. વ. મા द् નો વિકલ્પે વિસર્ગ થાય છે, પા. ૭૮ ૨ પ્રમાણે. अरुन्द्धाम् વગેરે, रुणद्धि પ્રમાણે થાય છે

### આજ્ઞાર્થ

| | એ. વ. | દ્વિ. વ | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ | रुणधानि | रुणधाव | रुणधाम |
| ૨ જો „ | रुन्द्धि | रुन्द्धम् | रुन्द्ध |
| ૩ જો „ | रुणद्धु | रुन्द्धाम् | रुन्धन्तु |

પાનુ ૬૬, ૪ અને ૬૬, ૧ પ્રમાણે

### વિધ્યર્થ

| | એ. વ. | દ્વિ. વ | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ | रुन्ध्याम् | रुन्ध्याव | रुन्ध्याम |
| ૨ જો „ | रुन्ध्याः | रुन्ध्यातम् | रुन्ध्यात |
| ૩ જો „ | रुन्ध्यात् | रुन्ध्याताम् | रुन्ध्युः |

## આત્મનેપદ

### વર્તમાનકાળ

| | એ. વ. | દ્વિ. વ | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ | रुन्धे | रुन्ध्वहे | रुन्ध्महे |
| ૨ જો „ | रुन्त्से | रुन्धाथे | रुन्द्ध्वे |
| ૩ જો „ | रुन्द्धे | रुन्धाते | रुन्धते |

### હ્યસ્તન ભૂતકાળ

| | એ. વ. | દ્વિ. વ | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ | अरुन्धि | अरुन्ध्वहि | अरुन्ध्महि |
| ૨ જો „ | अरुन्द्धाः | अरुन्धाथाम् | अरुन्द्ध्वम् |
| ૩ જો „ | अरुन्द्ध | अरुन्धाताम् | अरुन्धत |

આજ્ઞાર્થ

| | એ વ | દ્વિ વ | બ વ |
|---|---|---|---|
| ૧ લો પુ | रुणधै | रुणधावहै | रुणधामहै |
| ૨ જો „ | रुन्त्स्व | रुन्धाथाम् | रुन्द्ध्वम् |
| ૩ જો „ | रुन्द्धाम् | रुन्धाताम् | रुन्धताम् |

વિધ્યર્થ

| | એ વ | દ્વિ વ | બ વ |
|---|---|---|---|
| ૧ લો પુ | रुन्धीय | रुन्धीवहि | रुन्धीमहि |
| ૨ જો „ | रुन्धीथा | रुन्धीयाथाम् | रुन्धीध्वम् |
| ૩ જો „ | रुन्धीत | रुन्धीयाताम् | रुन्धीरन् |

अञ्ज् વર્તમાનકાળ ૩જો પુ એ વ अनक्ति, એમા અનુનાસિક લોપાય છે, પાનુ ૯૪, ૭ પ્રમાણે, અને ज् નો મ.ર્ગો૦ પા ૯૧ નોંધ ‡ પ્રમાણે क् થાય છે

હ્યસ્તન ભૂ કા ૩જો પુ એ વ आनक् – ग्, આજ્ઞાર્થ ૭ જો પુ એ વ अङ्ग्धि

पिष् વર્તમાન૦ ૩ જો પુ એ વ पिनष्टि, એમા ति નો टि થાય છે, માર્ગો૦ પાનુ ૨૧૯ નોંધ પ્રમાણે

આજ્ઞાર્થ ૨ જો પુ એ વ पिष् + धि પાનુ ૬૬, ૧ પ્રમાણે. पिन्ष् + धि પાનુ ૯૪, ૧ પ્રમાણે पिन्ष् + ढि માર્ગો૦ પા ૨૧૯ નોંધ પ્રમાણે पिन्ड् + ढि પાનુ ૬૭, ૬ પ્રમાણે पिण्ड्ढि પાનુ ૬૮, ૮ પ્રમાણે

હ્યસ્તન ભૂતકાળ ૩જો પુ એ વ अपिनष् + त् પાનુ ૯૪, ૧ પ્રમાણે, अपिनष्, પા ૭૬, ૧ પ્રમાણે – अपिनट् – ड् પાનુ ૭૭, ૨ પ્રમાણે

रिच् પરસ્મૈ૦ વર્તમાન૦ ૩જો પુ એ વ रिणच् + ति – रिणक् + ति = रिणक्ति માર્ગો૦ પા ૯૧ ‡ નોંધ પ્રમાણે

આજ્ઞાર્થ ૨જો પુ એ વ रिङ्ग्धि, હ્યસ્તન ભૂતકાળ ૩જો પુ એ વ. अरिणक् – ग्.

भिद् પરસ્મૈ૦ વર્તમાન૦ ૨જો પુ એ વ भिनत्ति

આજ્ઞાર્થ ૭જો પુ એ વ भिन्द्धि

હ્યસ્તન ભૂતકાળ ૨જો પુ એ વ अभिनत्–द् અથવા अभिनः

